શ્રીગણેશાય નમઃ

# શુકદેવજી.

## નાટકનો સંક્ષિપ્ત સાર અને ગાયનો.

---

**શ્રી વિદ્યાવિનોદ નાટક સમાજ માટે.**


રચનાર

કવિ ચિત્રકાર

ફુલચંદ ઝવેરચંદ શાહ.—નડિયાદ.


---


પ્રકાશક:—

**પ્યારેલાલ વિઠ્ઠલરાય મેહેતા,**

શ્રી વિદ્યાવિનોદ નાટક સમાજ ’ ના માલેક.

હાલ મુકામ-મુંબઈ-કાવસજીપટેલના તળાવ પાસે

આવૃત્તિ ૩ જી પ્રત ૩૦૦૦.

[વિક્રમાર્ક ૧૯૭૩ ]   [ ઈ. સ. ૧૯૧૭.


---

મૂલ્ય બે આના.

આ ઓપેરા મુંબઈ ' ઈંદુપ્રકાશ પ્રેસમાં ' રા. રા. દામોદર
સાવળારામ યંદે એમને પ્રકાશકને માટે છાપ્યા.
તા. ૨૦-૧૦-૧૭.

# લેખકના બે બોલ.

સૃષ્ટીના આદિ કાળથી અદ્યાપી પર્યંત દૈવી અને આસુરી સંપત્તિ વચ્ચે પરસ્પર યુદ્ધ ચાલ્યુંજ આવે છે, અને પરિણામે દૈવી સંપત્તિનો વિજય અને આસુરી સંપત્તિનો પરાજય એ અનાદિ સિદ્ધાંત પણ આપણે સાંભળતાં આવ્યા છીએ, પરંતુ શ્વાનની પેઠે અહિં તહિં ભટકતું મન જ્યારે સુખ દુઃખ અને રાગદ્વેષાદિ દ્વંદથી રહિત દૃષ્ટારૂપે સ્થપાયલા આત્માને ઓળખી જાય ત્યારેજ એનું પુરૂં રહસ્ય સમજાય છે.

॥ मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ॥

મન એજ મનુષ્યનાં બંધન અને મોક્ષનું કારણ મનાયું છે, માટે શમ દમ નિયમાદિ પ્રયત્નો વડે કરીને જો પ્રથમ મન વશ થઇ જાય તોજ ભવ-સંસાર તરી જવાય. બાકી ઘરબારનો ત્યાગ કરી ભીખ માગીને ખાવાથી કે નાના પ્રકારના કાવા દાવામાં ફસાઇ અહિં તહિં ભટકાવાથી કંઇ પ્રભુ મળતા નથી. પોતાના નિત્ય કર્મોમાં કુશળ રહી ધર્મ ધ્યાનવડે કરીને મનથી પવિત્ર થએલો સંસ્કારી જીવ સંસારી છતાં સંસારી વાસનાઓથી મુક્ત થતો જાય છે અને અંતે પ્રભુના ધામનો અધિકારી થાય છે એજ આ કથા પ્રયોગનું તાત્પર્ય છે.

જે પામર જીવો દ્રવ્ય કે કીર્તિના લોભથી સામાન્ય અન્યાય કરી અનીત જીવન ગાળે છે તે પોતે પણ જાણતા હશે કે સૃષ્ટિના નિયામક રૂપે સ્થપાયલા દેવતાની નોંધમાં કોઇનાથી કિંચત પણ ફેરફાર થઇ શકે તેમ નથી. જે જેવું કરશે તે તેવુંજ ભોગવશે. પરમાત્મા ! સર્વને સદ્બુદ્ધિ આપો. સર્વને સન્માર્ગે ચઢાવો !

નડીઆદ
તા. ૧૦-૯-૧૭.

ફુલચંદ ઝવેરચંદ શાહના
જયશ્રીકૃષ્ણ.

# શુકદેવજી કથા પ્રયોગનાં પાત્રો.

**શુકદેવજી**—પુર્વાવતારમાં શુકરૂપે બ્રહ્મજ્ઞાનથી સંસ્કારી થએલો દૈવીજીવ.
**વેદવ્યાસ**—શુકદેવજીના પિતા.
**નારદમુની**—બ્રહ્માના પુત્ર.
**વીરભદ્ર** મહાદેવજીના મુખ્ય ગણ.
**જનક**—મિથિલાપુરનો રાજા.
**જગો**—રાજાનો માળી.
**ભગો**—ભક્તિનો ડોળઘાલું દંભી હજામ.
**રમતારામ**—હાજર જવાબી ભિક્ષુક બ્રાહ્મણ.
**અષ્ટાવક્ર**—અપંગ ઋષિકુમાર.
**શ્વેતકેતુ**—અષ્ટાવક્રનો મામો.
**અમાત્ય**—જનક રાજાનો કારભારી.
**કહોલ**—અષ્ટ વક્રના પિતા.
**ધન્વંતરી**—દેવતાઓના વૈદ્ય.
**તક્ષક** - મનુષ્યરૂપે રહેલો નાગદેવતા.
**પરિક્ષિત**—પાંડવવંશજ શાસ્ત્રપ્રસિદ્ધ રાજા.
**શમિક**—એક તપસ્વી.
**શૃંગી**—તપસ્વીનો કુમાર.
**ઋષિપત્ની**—વેદવ્યાસનાં પત્ની.
**સુજાતા**—અષ્ટાવક્રની માતા.
**ભ્રમણા**—જગામાળીની સ્ત્રી.

| | |
|---|---|
| **ગંગા યમુના સરસ્વતી.** | મહાસરીતાઓ. |
| **રંભા-ઉર્વશી, ચિત્રલેખા-મદનલેખા.** | અપ્સરાઓ. |

આ શિવાય બીજી અપ્સરાઓ, ઇંદ્રાદિક દેવતાઓ, મહાદેવના ગણો, ઋષિકુમારો, શિષ્યો, બ્રાહ્મણો, અનુચરો વિગેરે.

શ્રીગણેશાય નમઃ

# શ્રી શુકદેવજી કથા પ્રયોગની કથા રચના.

**મંગળાચરણ—**

## ચિત્ર દર્શન-વસ્તુ વિવેચન.

**દર્શન ૧ લું**—મેરૂ પર્વત પ્રદેશ ઉપર વર્ષાઋતુનાં ગુણગાન કરતી અપ્સરાઓની ઉડી આવેલા પક્ષી દેહી શુકદેવજી અને વેદ વ્યાસની સાથે તપોવનમાં નિવાસ કરતાં ઋષિ પત્નીનો સહજ સમાગમ થાય છે.

**દર્શન ૨ જું**—વીરભદ્રાદિ શંભુના અન્ય ગણો જ્ઞાની શુકને શોધતા શોધતા તપોવનમાં આવી ચઢે છે પરંતુ તેણે તો પક્ષી દેહ તજી દીધાના સમાચાર સાંભળી નિરાશ થઇ જાય છે. નારદમુની આવી તેમને સમજાવી કૈલાસ તરફ વિદાય કરી દે છે.

**દર્શન ૩ જું**—પુત્રની અભિલાષાથી તપ કરતા વેદ વ્યાસના આશ્રમસ્થાનમાં નારદમુની આવે છે અને ઋષિપત્નીના ઉદરમાં આશ્રય પામેલા એ દૈવી જીવનું યથાર્થ રક્ષણ કરવાનો ઉપદેશ કરી પાછા બ્રહ્મલોકમાં ચાલ્યા જાય છે.

**દર્શન ૪ થું**—પોતાના શયનગૃહમાં પોઢેલા મિથિલાપુરપતિ જનકને સ્વપ્ન આવે છે, અને એમાંથી જાગૃત થતાં સ્વપ્નાવસ્થામાં બનેલા બનાવના સ્મરણથી ચિત્તભ્રમ જેવું થઇ જાય છે.

**દર્શન ૫ મું**—ગંગાસ્નાન કરવા જતા ઋષિકુમારો અષ્ટાવક્ર નામના એક અપંગ ઋષિકુમારને ચીડવે છે. બ્રહ્મવિદ્યા શીખનાર ભગો ભગત, રમતારામના કહેવાનો ઉંધો અર્થ સમજે છે-ભ્રમણા તેને ભમાવે છે.

દર્શન ૬ ઠું—ઉદ્દાલક મુનીના આશ્રમમાં સુજાતા માતા પાસે અષ્ટાવક્ર આક્રંદ કરતા આવે છે, પોતાના પિતા જનક રાજાના દરબારમાં છે એમ જાણી પોતાના મામા શ્વેતકેતૂને સાથે લઇ મિથિલાપુર જવાને નિશ્ચય કરે છે.

દર્શન ૭ મું—બાર વર્ષથી માતાના ઉદરમાં વસેલા શુકદેવજીને ગંગા-યમુના અને સરસ્વતી મૂર્તિમાન પ્રગટ થઇ વરદાન આપે છે. સાક્ષાત વિષ્ણુ પણ આશ્રમસ્થાનના રક્ષણાર્થે પોતાનું સુદર્શન ચક્ર મુકી અભયદાન આપે છે. શુકદેવજીનું પ્રાગટ્ય થાય છે.

---

## અંક ૨ જો.

દર્શન ૧ લું—જનક રાજાના પ્રશ્નથી ગભરાયલા ઘણા બ્રાહ્મણો મિથિલા-પુર છોડીને ચાલ્યા જાય છે.

દર્શન ૨ જું—રાજાના પ્રશ્નના સમાધાન માટે અષ્ટાવક તથા શ્વેતકેતુનું આગમન થતાં રાજના અમાત્ય સાથે માર્ગમાંજ સમાધાન.

દર્શન ૩ જું—રાજસભામાં અષ્ટાવક્રનો જ્ઞાનવાદ રાજાની શંકાનું યથાર્થ સમાધાન.

દર્શન ૪ થું—અષ્ટાવક્ર પૂજન, પિતાપુત્ર ભેટ.

દર્શન ૫ મું—જન્મ યોગી શુકદેવજીનો તપ કરવાનો નિશ્ચય, માતા-પિતાનો બોધ, વિયોગ-ઇંદ્રિવાહન.

દર્શન ૬ ઠું—જ્ઞાન ગુફામાં ધ્યાનસ્થ શુકદેવજી, દેવેંદ્રની આજ્ઞાથી તપ-ભંગ કરવાનો પ્રયત્ન કરતી રંભાદિ દેવાંગનાઓનો પરાજય.

**દર્શન ૭ મું—ભગવાનનાં દર્શનની ભ્રમણાથી નાક કાપી બેઠેલા ભગો અને ભ્રમણાનો ધણી જગો.**

**દર્શન ૮ મું**—જનક **વિદેહીને** ત્યાં જતાં માર્ગમાં નારદજીનો સમાગમ શુકદેવજી અને નારદજીની જ્ઞાન ગોષ્ટ.

**દર્શન ૯ મું—શુકદેવજીનું** જનક રાજાની પાસે આગમન અરસપરસ મન સમાધાન.

---

## અંક ત્રીજો.

**દર્શન ૧ લું**—મૃગયાથી શ્રમીત થયેલો પરિક્ષિત રાજા શમિક ઋષિના આશ્રમસ્થાનમાં આવી ચઢે છે ત્યાં પોતાનો અતિથ્ય સત્કાર નહીં થવાથી ક્રોધાવેશમાં ઋષિના કંઠ પ્રદેશમાં મરેલો સર્પ વિંટાળી ચાલ્યો જાયછે. પાછળથી ઋષિકુમાર પણ રાજાને શ્રાપ આપે છે.

**દર્શન ૨ જું**—રાજ મેહેલમાં પ્રવેશ કરતાં રાજાને અપશકુન થાય છે. આશ્રમ સ્થાનમાં બનેલો બનાવ ભુલી ગએલો રાજા શ્રાપ સમાચાર સાંભળી સાવધ ન થઇ જાય છે.

**દર્શન ૩ જું**—તક્ષક તથા ધન્વંતરીનો ચમત્કારિક વાદ વિવાદ.

**દર્શન ૪ થું**—ગંગાતટ ઉપર શ્રીમદ્ ભાગવતની કથા સમાપ્ત પરિક્ષિતનો મોક્ષ દેવતાઓનાં આશીર્વચન વિષ્ણુ પ્રાગટ્ય અને કથા પ્રયોગની પુર્ણાહુતી.

॥ ૐ સત્ સત્ પરમાત્મને નમઃ ॥

**સમાપ્ત.**

શ્રીગણેશાય નમઃ

# શુકદેવજી.

## નાટકનાં ગાયનો.

---

### મંગલાચરણ.

૧

સુત્રધાર }
બાળાઓ }

શ્રી ગણુસ્વામી—સુમંગલનામી; શ્રી૦
પ્રથમ વંદુ પદ કમલ વિરામી. શ્રી૦
વંદુ ભારતી માત ભવાની,
વંદુ તાત ગુરૂ દેવજ્ઞાની ?
દ્યો શુભ આશિષ દાસ અભાગી. શ્રી૦

૨

સુત્રધાર—

જેનુ લોચન એક અર્ધ ઢળિયું,
ધ્યાનેજ મિંચાયલું
બીજું એક રહ્યું નમી મદ ભર્યું;
શ્રી અંગ નીહાળતું,
ને ત્રીજું દુરથી મહા મદનને
અગ્નિ રૂપે બાળતું;
એવાં લોચન શ્રી ત્રિલોચન તણું
કલ્યાણ સૌનું કરો.

૩

બાળાઓ—અજર અમર પદ દેનારૂં છે સાચું જગમાં શ્રી હરિ નામ
સાચું જગમાં શ્રી હરિ નામ, વળી ભજતાં નવ બેસે દામ. અ૦

જન્મ જોગી શુકદેવે, જન્મ થતામાં જોગ સ્વીકાર્યો;
શ્રીમદ્ ભાગવત શ્રવણુ કરાવી
પરિક્ષિતરાયને તાર્યો રામ ( ૨ ) અજર૦

૪

અપ્સરાઓ—વર્ષા ઋતુ શી રળીઆમણી;
જો સખી વર્ષા ઋતુ શી રળીઆમણી રે લોલ.
લીલાં લીલાં અંબર ઓઢયાં શાં ભુમિએ;
લીલાં હરીયાળીના વન જો. જો સખી૦

રમણિય ત્રટ સરવર તણુાં નવામ્બુએ છલકાય;
( જેમ ) આંખડીઓ વીરહી તણી આંસુડે ઉભરાય.
વાદળીઓ ઉમંગભર આવતી રે લોલ,
જાણે પિયુનો સંદેશો લાવતી રે લોલ;
વારી બિંદુ મોતીડાં વરસાવતી જો. ( ૨ ) સખી વર્ષા૦

૫

ઋષિપત્ની— કાયારથ ગામી રૂડા હંસલાજી;
હાંકો કાયા રથ રહી હુંશીયાર—રહી હુંશીયાર- કાયારથ૦
ચુકશો જો જરીએ ચીલા,
મુકશો જો જરીએ ઢીલા,
ચઢશે તોફાને મન તોખાર—મન તોખાર- કાયારથ૦

૬

**ઋષીપત્ની**—સુખ દુઃખ મનના કારણ સજની;
મનપર સૌ આધાર.
જેનું મન જેથી માન્યું તેમાં સુખ તેને સાર. સુખ દુઃખ૦
યોગી છે યોગે રાજી. (૨)
**અપ્સરાઓ**—ભોગી ઉપભોગે રાજી. (૨)
**ઋષીપત્ની**—રાજી વનવાસી વન મોઝાર
સજની રાજી વનવાસી વન મોઝાર. સજની૦
મ્હેલે ઘરબારી રાજી (૨)
**અપ્સરાઓ**—મ્હેલે દરબારી રાજી. (૨)
**ઋષીપત્ની**—રાજી જેને જેવો અધિકાર;
સજની રાજી જેને જેવો અધિકાર. સજની૦

૭

**વીરભદ્ર**—લોપી આજ્ઞા અવજ્ઞા કરી માહરી,
પંખીઓ કેટલે દૂર જાશે;
શોધી આકાશ પાતાળ ભૂમંડળે,
પલકમાં પકડી મંગાઉ પાસે. લોપી૦
રાહુએ જેમ અમૃત તણી આશથી
દેવમંડળ મહીં સ્થાન લીધું;
પ્રગટતાં પાપ છેદાયું શીર પલકમાં
પાત્ર વિણ નવ સુધા પાન કીધુ. લોપી૦

ગુપ્ત રીતે છુપાયો શિલાતલ વિષે
એ નિશાચર તણા કૃત્ય કાજે,
દ્રષ્ટી પડતાંજ અપરાધી એ પાપીને
આપીને બાળી કરૂં ભસ્મ આજે. લોપી૦

૮

નારદ—હું પદથી હરિ દૂર હરિજન હું પદથી હરિ દૂર.
લઘુતામાં પ્રભુતા વસે, પ્રભુતાથી પ્રભુ દૂર;
કીડી મીસરી ખાય છે હાથી ફાંકે ધુળ. હરીજન૦

૯

વ્યાસ—હર હર હર શંભુનાથ દેવાધિદેવા !
નિશદિન દીન ભાવે હું કરૂં ભક્તિ સેવા.
ચરણ શરણ આવી યાચું છું શીરનામી;
વરદ સુખદ આવો વંદુ હે વિશ્વ સ્વામી.

૧૦

નારદ—ગા મન ગોવિંદ ગોવિંદ ગોપાલ ( ૨ )
શ્રીધર બંસીધર ગિરીવરધર.
નટવર હરિ નંદલાલ ગા મન૦

* * *

જય જગદીશ ઇશ ગતિ ન્યારી,
અકળકળાની શી બલીહારી;
હરિ દીનબંધુ દયાળ. ગા મન૦

૧૧

## માયા દર્શન.

તંદ્રા—પરવરી રાજા જનક પોતે રાજકાજ થકી અહીં;
દેખાડું જો સખી જો સુતો દેખાય છે શય્યા મહીં.

નિદ્રા—દુસ્મન ચઢી આવ્યો નગર પર નિજપડો વજડાવિયો;
કીલ્લા તણાં તોડી કમાડ મહેલ મહિં આવી રહ્યો.

તંદ્રા—શય્યા મહીંથી પકડી ગરદન રાયને બેઠો કરે;
ઉંગામીયાં છે શસ્ત્ર કરવા ધડથી શિર જુદું અરે.

નિદ્રા—રાજા બહુ ભયભિત થઇ નિશ્વાસ બહુ નાખે ખરે;
જીવતો જવાદો એમ કહી બે હાથ જોડી કરગરે.

તંદ્રા—સૌની ચુકાવી નજર નૃપતી ત્યાંથી નાઠો જીવ લઇ;
આવી ચડયો દેખાય છે નિજ નગરના ચૌટા મહીં.

નિદ્રા—ભુખ્યો અને તરસ્યો વળી છે વસ્ત્ર પણ પુરાં નહીં;
મુકી નગરની હદ સખી જો આવીઓ વગડા મહીં.

તંદ્રા—ત્યાં વૃક્ષ નીચે પાત્ર ધાન ભર્યુ પડયું દેખાય છે;
ભરી કોળીયો બહુ હર્ષથી મુખમાંહિ મુકવા જાય છે.

નિદ્રા—બે સાંઢ લડતા આવીયા ન ઉપાય રાજાનો રહ્યો;
પાડું પ્રહારે પૃથ્વીપતિ પૃથ્વી ઉપર ગબડી ગયો.

૧૨

ઋષિકુમારો—

ચાલો ગંગાજી આજ સ્નાન સંધ્યાને કાજ;
વળી સાથે મળ્યો છે શિષ્યોનો સમાજ— ચાલો૦
પ્રણવ મંત્રનો જાપ જપીને બેસું ધરી સમાધી;
વેદ મંત્રની ધુંન મચાવું બ્રહ્માને આરાધી— ચાલો૦

૧૩

સર્વ—ચાલો કરીએ લુલાની ટીંગા ટોળી;
ઝાલો હાત પગ એના વાળો ઝોળી— ચાલો૦
ત્હારા બાપે ના હીંદોળયો;
ત્હારી માયે ના હીંદોળયો;
નવ પાઇ તને ગળથુથી ધોળી— ચાલો૦
કેવાં કીધાં હશે પાપ;
અલ્યા નથી તારે બાપ;
શાને ઝાઝું કરો છો ચીકણું ચોળી— ચાલો૦

૧૪

બ્રમણા—

હું જોબન મદમાતી;
રંગત મારી રોજ નવી બદલાતી,
દેખા દેખી મનથી મદન વશ થાતી;
વારે વારે ગભરાતી ( ૨ ) હું૦

ચાલ મારી ચમક ઠમક લચકાતી
ન્હાની મારી નાજુક કમર મચકાતી,
સાગાને જોઇ સ્હેજે ધડકે છે મારી છાતી હું૦

૧૫

ભ્રમણા— માલણ મતવારી હું સૌમાં સવાઇ;
હું સૌમાં સવાઇ કરૂં ખુબ કમાઇ. માલણ૦
છાબ મારી ચુન ચુન કલીથી છવાઇ;
ગજબ ફૂલ જાસુંદીને જુઇ જાઈ;
અજબ રંગ ખુબ સુવાસ ફેલાઇ; માલણ૦
સાસરીઆમાં રોજ થતીતી ભવાઇ;
અહીં સો પીઅરમાં મારે મન ભાઇ;
તોય હું તો મફતની ચકલી ચવાઇ.

૧૬

સુજાતા— સુખીયા જન મનથી જાણે
સુખીયો સંસાર છેજી;
દુઃખીયાનો દુખ પરમાણે
દુઃખીયો વ્હેવાર છેજી. સુખીઆ૦
રોગીનું દુઃખ નિરોગી;
ભુખનું નવ જાણેભોગી;
અનુભવથી જાણે કેવો સંસારે સાર છેજી. સુખીઆ૦

૧૭

અષ્ટાવક્ર—સકલ મનોરથ સૌના મનના શ્રી હરિ પુરણ કરે;
આસરો એનો મોટો ખરે. સકલ૦

અંધાને જે આંખો આપે મુંગાને પંડીત કરી સ્થાપે;
પ્રભુ કૃપાએ અંગ વગર પણ અપંગ ગિરિવર ચઢે—આશરો૦
એ માયાને કોઇ ન જાણે સમજે જન નિજ મતિ પરમાણે
પલક માત્રમાં ત્રિકમજી તરણાનો મેરૂ કરે-- આશરો૦

૧૮

અષ્ટાવક્ર— મામા ચાલો જનકપુર જઇએ.
પ્હેલી આજ્ઞા દાદાજીની લઇએરે-- મામા૦
બ્રહ્મ બીજ જગમાંથી શું નાશ પામ્યું !
વેદ શાસ્ત્ર સોએ થયું શું નકામું ?
એના પ્રશ્નનો જવાબ ખરો દઇએરે-- મામા૦

૧૯

ઋષિપતિ જગન્નાથ જગપાલક જદૂપતિ
રંક તણા રખવાળ જો
હરી રંકતણા રખવાળ જો
દીનાનાથ દીનબંધુ સેજો
દીન જનની સંભાળ જો

* * *

જગન્નાથ જગ પાલક જદૂપતિ
કેશવ કમલનયન કમલાવર;
શ્રીધર પરમાનંદ જો;
દેવકીનંદન મુર મધુમર્દન;
મધુસૂદન સુખકંદ જો— જગન્ના૦

૨૦

સરસ્વતિ—એક સમય શંકર પારવતિ એ કૈલાસ થકી ચાલ્યાં;
વન ઉપવનની શોભા જોતાં મેરૂ શિખર ઉપર આવ્યાં.
ગુપ્ત સ્થાન એકાંત જાણી પારવતી શંકરને પુછે;
નાથ પઢાવો મને, ગુપ્તમાં ગુપ્ત જ્ઞાન શું છે?
" વારૂ પછી "

મનવાંછીત વરદાતા શંભુ અભિલાષા સતીની જાણી;
કરૂણા આણી પિનાકપાણી વરસાવે અમૃત વાણી;
પાસે શિલાતલમાં પંખી એક અલૌકિક વાસ કરે;
તેપણ આ શિવ પારવતિનો જ્ઞાન વાદ ઉરમાંહી ધરે.

૨૧

શુકદેવ—મ્હારે જન્મ નથી લેવો.
ઓ જમના મૈયા મારે જનમ નથી લેવો.
હું તો જનમ જોગી એવો.
ઓ જમના મૈયા મારે જનમ નથી લેવો.

ગંગા }
યમુના } આતે તમારો જોગ કેવો?
સરસ્વતિ } જમન જોગી આતે તમારો જોગ કેવો?

યમુના— અભય કવચ તને આપું હો વ્હાલારે.
ના હોયે તાઢ કે પરસેવો— જનમજોગી.

શુકદેવ— પ્હેરવાની બાધા મ્હારે ઓઢવાની બાધારે;
અમે ધર્યો છે જોગ એવો- ઓ જમના૦

ગંગા— અભય પાત્ર હું આપું છું વ્હાલારે;
જમો મીઠાઇ ને મેવો- જનમજોગી૦

શુકદેવ— ખાવાની બાધા મ્હારે પીવાની બાધારે;
મેં તો કર્યો છે નીમ એવો- ઓ ગંગામૈયા૦

સરસ્વતી— વેદ ચારેનું જ્ઞાન પામ્યો તું વ્હાલારે;
શ્રુતિ સ્મૃતિનો સાર લેવો- જનમયોગી૦

શુકદેવ— શ્રુતિ ને સ્મૃતિ મ્હારે નામ હરિનું રે;
હું તો જનમ જોગી એવો- સરસ્વતીમૈયા૦

૨૨

બ્રાહ્મણ – ચાલો ઘર ભેળા થઈએ ( ૨ )
સૌ જઇએ પોતાને મુકામ- ચાલો૦
તજી આવ્યા ઘરબાર;
અહીં રહેવામાં ન સાર;
માટે બીજે જઇ કરીએ મુકામ- ચાલો૦
રાજાને ચિત્ત ભ્રમ થયો બગડયો સઘળો તાલ;
હવે નહીં આ નગરમાં રહેવામાં કંઇ માલ- ચાલો૦
પ્રશ્ન પુછે સૌ વિપ્રને તેડાવી મહિપાલ;
ઉત્તર ન દેવાય તો થાયે ભુંડા હાલ- ચાલો૦

પોથી પુસ્તક વાંચેલાં તે આવ્યાં નહીં કામ
આવ્યા એવા જાઓ પાછા કરી બદનામ— ચાલો૦

૨૩

અષ્ટાવક્ર } ઓ મામા (૨) હજીએ દૂર કેટલું ?
શ્વેતકેતુ } મને કદમ લાગે છે કોસ જેટલું— ઓ મામા૦
ભાઇ એતો દીસે થાકયાના ગાઉ લાંબા;
એમ ઉતાવળથી ફળે ના કાંઇ આંબા;
મારા હાથ પગ દુખે, શ્વાસ માય ન મુખે,
મને કદમ લાગે છે કોસ જેટલું— ઓ મામા૦

૨૪

અષ્ટાવક્ર—

પાલખી મેનાનું શું કામ છે અમારે, પાલખી મેનાનું શું કામ છે ?
ઉત્તર દીધા વિના એના નગરનાં અન્નને પાણી હરામ છે. અમારે૦
આ હાથ પગ મેના ને પાલખી;
આ ઘોડી અમારે કરમે લખી;
ઉત્તર દીધા વિના એનાં નગરનાં અન્નને પાણી હરામ છે.—અમારે૦

૨૫

વારાંગનાઓ—તાના દીમ દીમ તોમ તોમ તનનનનન
તોમ તનનનનન તોમ તનનનનન— તાના૦
નાદર દીમ નાદર દીમ-દીમ દેરે નાદર
નાદર દાની તુંદુર દાની-દીમ દેરે નાદર
દરદર તાનુમ તનન-દીમ તાનુમ તનન— તાના૦
ક્રુમ કીડાન તક ધીધીગન ધીધીગન
ઘે કડાન તક ધીધીગન ધીધીગન

ધા ઢીડાન તકધે તોમ તનનન
ધા કીડાન તકધે તોમ તનનન
ધા કીડાન તક તનનનનન—

અષ્ટાવક્ર—**બીજા બ્રાહ્મણો.**

સત્ય એક પરિબ્રહ્મ
જગત મિથ્યા સ્વપ્ના જેવું.
જગત મિથ્યા સ્વપ્ના જેવું
અસત્ ભ્રમ ઉપજાવે એવું— સત્ય૦
અજબ રંગ માયા બતલાવે
જળ તરંગ જેમ જળમાં આવે
તત્ત્વજ આદી પ્રસીદ્ધ
અનાદી સિદ્ધ અગોચર સચરાચર એવું.— સત્ય૦

૨૬

બ્રાહ્મણો— ઓ રાજા તારૂં થાજો કોટી કલ્યાણ,
દીધાં બહુ ભોજન દક્ષિણા ને દાન.
કોઇને બંધાવ્યા શેલાંને પાઘડી,
આ શાલે એમાંથી અમને જડી;
અમે લીધી સોના મ્હોરો આટલી,
સૌનાં કીધાં રૂડાં સન્માન— ઓ રાજા૦

૨૭

અષ્ટાવક્ર— રટ રટ રસનારે રામ રામ
જાનકી જીવન પુરન કામ— રટ રટ૦

ખટ રસ ભોજન પાન કરાવ્યું,
તો પણ નવ હરી નામ સુણાવ્યું;
ધીક્કક ધીક્કક તુજને લુણ હરામ (૨) ૨૮ ૨૮૦

૨૮

અષ્ટાવક્ર— હવે જોઇશું (૨) રાજાની મ્હેમાનગીરી (૨)
દર્ભને ફુલ બહુ જોઇશું અમારે,
બેસવું એકાંતમાં ધ્યાન ધરી હવે૦
બીલીનાં પાન પણ જોઇશું અમારે,
ભજવા શંકરને ભાવ કરી— હવે૦

૨૯

ઋષિપત્ની— ના ના ન્હાનડીયા જાયા (૨)
નહીં જાવા દઉં લાડકવાયા ! ના ના૦
હજી તું છે નાનો બાળ,
તારે નથી તપનો આ કાળ;
નહીં જાવા દઉં લાડકવાયા ના ના૦
બાર વર્ષ મેં ઉદરે રાખી,
વૃથા વહ્યો શું ભાર ?
નહીં જાવા દઉં નયન સલુણા (૨)
આત્મ તણા આધાર રે— ના ના૦

૩૦

વ્યાસ— સુત સુપુત પાછા વળો સુણો હીતનીરે વાત;
શાને ઘેલા થઇ ઘર તજો ? તજો માત ને તાત— સુત૦

શુક— પુજ્ય પિતાજી પાછા વળો જાણી હીતની મેં વાત;
કોણ પિતા કોણ પુત્ર છે કોણ માત ને તાત-- પુજ્ય૦

વ્યાસ— માતા તમારી રૂદન કરે નાંખી નાંખી નિશ્વાસ;
ઘો કે આશ્વાસન તેહને કરો શાને નિરાશ— સુત૦

શુક— લક્ષ ચોરાશીમાં હું ફર્યો બન્યો સઘળો નિરાશ;
અવતાર ધરીયા અનેક મેં પુરૂં કોની હું આશ— પુજ્ય૦

૩૧

અપ્સરાઓ } રંભા. } સાંવરીયાને જોગ લીયો અબ કાસ બીધ પાસમેં જાઉં
સાંવરીયાને૦

મદનલેખા—ગોરસ મટકીમેં મહી જમાવું ગ્વાલન બનકે મેં જાઉં
સાંવરીયાને૦

ચિત્રલેખા—ફુલનકી ફુલ છાબ બનાવું માલન બનકે મેં જાઉં
સાંવરીયાને૦

રંભા—ગોરે ગોરે અંગપે ભભુત લગાવું જોગન બનકે મેં જાઉં
સાંવરીયાને૦

૩૨

રંભા — મોરલા મઢાવું ચાંચ ત્હારી સોનાથી;
કંઈક ટૌકા કરીને જોગી રાજને જગાડ.
જોગીરાજને જગાડ વીરા માનું તારો પાડ......મોરલા૦
વર્ષાના વિલાસી, તપોવન વાસી,
કલાધારી કલા તું તારી દેખાડ ( ૨ )......મોરલા૦

૩૩

અપ્સરાઓ }
રંભા }
નેત્ર ઉઘાડોજી ન્હાનડીયા,
જુઓ નારી અમે સહુ બાલ કુમારી !
મોદ ભરી, બહુ આશા ભરી;
અહીં આવી ઉભી બની દાસી તમારી.

× × × × ×

રંભા— મેલી દ્યો જોગ ઓ ન્હાનડીયા !
તમે ભોગવો ભોગ ભલા ભલા ભાવે;
સાથે બેસી જમો નાથ પોઢો અમ સાથ
મીઠી મીઠી નીંદડી આવે.

શુક— કોણ છે કોની તું નાર વિચાર તજી
લવે મુખે શું લાજ ધુતારી;

અમો વનવાસી, છે કોની તું દાસી;
મતિ ગઇ છેક શું નાસા તમારી.

*  *  *  *

અપ્સરાઓ | રંભા |
આસપાસ વન કુંજ ભલી
જ્યાં ભરાઇ કોકીલ ગાન કરે;
મદન રાજ મહામદમાં મ્હાલે
મદ ઘેલીના ગર્વ હરે;
એવા કામ ક્રીડા સ્થળમાં પણ.
નવ કરી કામ ક્રીડા જેણે
વૃથા ગયું જીવતર તે નરનુ
ખોયો જન્મ વૃથા તેણે.

શુક -
વૃંદાવન વન કુંજ ભલી
જ્યાં હરિજન હરિગુણ ગાન કરે;
મન મારૂં મોહનમાં મ્હાલે
જે રૂપ સૌના ગર્વ હરે;
જળમાં, સ્થળમાં, વ્યાપક સૌમાં;
તેને નવ ભજીઆ જેણે:
વૃથા ગયું જીવતર તે નરનું
ખોયો જન્મ વૃથા તેણે.

૩૪

અપ્સરાઓ—ન્હાનડીયા જોગી શાને કાજે નાનાકહો છો ?-ન્હાનડીયા.
                  ડાલી માન મરજાદમાં રહો છો ( ૨ )-          ન્હાનડીયા
                  પુઠળ બહુ થાશે પસ્તાવો;
                  નવ જોગ ફરી મળશે આવો;
                  જગમાં જન્મ્યાનો શો લ્હાવો ?          ન્હાનડીયા.

શુક—          એમાં નહીં અમને પસ્તાવો;
                  શું જોગ ફરી મળશે આવો ?

અપ્સરાઓ— જગમાં જન્મ્યાનો શો લ્હાવો ?
                  સુખ ભોગવતાં ભય છે શાનો ?
                  હઠ છોડી કંઇ હળએ માનો;

રંભા—          મહામદન મંત્ર શીખતું છાનો—          ન્હાનડીયા.

૩૫

શુક—          ભગવાન મને દેખાડશો ભગવાનનું ઘર છે કયું ?

નારદ—          ગંગા મહીં નાહ્યા પછી ન્હાવાનું બાકી શું રહ્યું ?

શુક—          ભગવાન મને દેખાડશો ભગવાનનું ઘર છે કયું ?

નારદ—          ખાધી બહુ ગમ તો પછી ખાવાનું બાકી શું રહ્યું ?

શુક—.......................................................ભગવાન૦

નારદ—ગાયા મુખે ગોવિંદ તો ગાવાનું બાકી શું રહ્યું ?

શુક—.......................................................ભગવાન૦

૩૬

નારદ— નથી આ બોલ જરા ખોટો;
આ બાલ મુની નથી આ બોલ જરા ખોટો;
વૈકુંઠમાંહી વિષ્ણું ને લક્ષ્મી,
બ્રહ્મા સાવિત્રીનો જોટો.— એ બાલ૦
માયા મહેશ્વર જુદાં નથી.
છે મહિમા માયાનો મોટો— એ બાલ૦

શુક— ભલા ભલાએ ભુલ ખાધી સંસારમાં;
ચાખ્યો માયાનો સોટો;
શાને તમે બ્રહ્મચારી રહ્યા ?
કહો શાને તમે બ્રહ્મચારી રહ્યા ?

નારદ— આ તો પકડયો અમારો ટોટો— એ બાલ૦

૩૭

ભગો— ભગા તારૂં ભાગ્ય ખુલ્યું.
તારૂં ભાગ્ય ખુલ્યું હવે ભલો જડયો છે ઉપાય ભગા૦
આંખોની વચ્ચે નાક નડે તેથી
પરભુ ન દેખાય.—
આ નાક વચ્ચેથી જાય,
પછી ભગવાનનાં દર્શન થાય;
મારા જેવા હોને કરૂં તો પુછયાની ખો ભુલી જાય-ભગવાન૦

ભ્રમણા— ૩૮

રડયા નકટાનો સંગ કરી નકટો થયો;
નાક કાપ્યું નકામું શે હાથે કરી ?

ભગો— હંધ્યાના મંતર મોઢે ના આવડે.
તેથી આ નાક ના ચોંટે ફરી;
ભમણુ-- હવે આશા થી રાખે હંધાવાની ?
મુવા વાતો તમારી અક્કલ વની
ભગો-- હવે ત્હારી ને મ્હારી જોડી બની;
તું નકટી ધણીયાણી હું નકટો ધણી.

૩૯

રાણી-- પ્રેમની વાતો છે ન્યારી;
પ્રિતમજી પ્રેમની વાતો છે ન્યારી.
પ્રેમને હિંચોળે પોઢો પ્રિતમજી
હળવે હળવે હું હિંચોળું;
પાસે બેસીને કહો તો પાય તળાંસું
ચારે કોર ચમર ઢોળું-- પ્રિતમજી૦
ફુલની ગાદી ને ફુલના તકીઆ
ફુલની ચંદની બીછાવી;
ધન્ય ભાગ્ય માનું એ સુંદરીનાં
જેને વ્હાલાએ વ્હાલથી બોલાવી-- પ્રિતમજી૦

૪૦

સર્વ-- થાશે વિજય વિજય પ્રભુના ભકતોનો-- થાશે૦
સત્યનો આશ્રય-કરી-સત્ય પરાયણ રહી,
સત્યને આધારે સદા જગ માંહી ચાલવું;
સત ચિત આનંદ કેરું સ્મરણ કરી સદાએ;
આનંદ સ્વરૂપ નિજાનંદ માંહી મ્હાલવુ— થાશે૦

૪૧

શમિકઋષિ-- ક્ષમા એજ ભુષણ શુરવીરનું;
ક્ષમા ભુષણુ છે શાણાનું.
દયા એજ ડહાપણનુ ઘર છે;
હિંસા એજ દિવાનાનું-- જુઓ૦
વિદ્વાનોનું ભુષણ વાણી;
સાધુ લે સાધુતા જાણી.
ક્રોધ કર્મ છે બહુ નઠારૂં
હોય રંક કે રાણાનું-- જુઓ૦

૪૨

શૃંગી-- નવ થાશે મિથ્યા વચન મારૂં,
નવ થાશે ( ૩ )
એ તક્ષક જેને ફુંફાટે કરતી જોજન ધરતી ફાટે—નવ૦
વચન અસત્ય કદી ન ઉચ્ચારૂં;
નિશ્ચય એનું મૃત્યુ થનારૂં;
બ્રહ્માથી પણ નહીં ફરનારૂં--થાશે-- નવ થાશે૦

૪૩

શુક-- હો મનવા ભજ હરિનામ
આખર આવે એજ કામ હો મનવા૦

પુણ્ય પવિત્ર પુરણ પુરૂષોત્તમ
પરમ બ્રહ્મ સુખધામ — હો મ૦
સર્વોત્તમ સાક્ષીભૂત સૌના,
સેવક જન અભિરામ — હો મન૦

૪૪

ઋષિમંડળી— ધન્ય ભાગ્ય તે ધામ તણા
જ્યાં સદા ભજન કિર્તન થાતાં;
ધન્ય ભાગ્ય તે ગામ તણા જ્યાં
હરિજન હરિના ગુણ ગાતાં.

શુક— એજ ઉપાય ખરો આખરનો,
પતિત પણ પાવન થાતા;
આ જીવ પરભવનાં બંધન સૌ
તોડી પ્રભુ પદમાં જતા— ધન્ય૦

૪૫

તક્ષક— શાને અવસર ગુમાવો ?
દેનારો આવો નહીં મળે—કોઇ નહીં મળે!
કાશ્યપ— દેનારા મળશે બહુએ પણ
મ્હારા જેવો ના કહેનારો નહીં મળે કોઇ નહીં મળે
તક્ષક— " લક્ષ્મી માહ્લો કરવા આવી "
" કપાળ ધોવા શીદ જાઓ "

કાશ્યપ— "હમો કોઇનો સગો નથી"

"શા તમે સગા એના થાઓ ?"

સાચાને તો આંચ ન આવે;

લાંચ દીધે કંઇ નહીં વળે.

કૈં નહીં વળે કૈં નહીં વળે—

તક્ષક— ... ... ... ... ... શાને૦

૪૬

શુકદેવ— પ્રભુ પ્રલય સમયમાં પાપી શંખાસુર મારી

ધર્યું પ્રથમ મચ્છ સ્વરૂપ વેદ લીધા તારી— પ્રભુ૦

પ્રભુ અમૃત કાજે વલોવીયાં સાગર વારી

ધર્યું બીજું કચ્છ સ્વરૂપ ધરા પીઠે ધારી

પ્રભુએ કીધો ઉદ્ધાર વળી હીરણાક્ષ હણી

ધર્યું ત્રીજું શુકરરૂપ ધરી દાઢે ધરણી— પ્રભુ૦

પ્રભુ પ્રકટયા તોડી સ્તંભ હીરણ્યકશ્યપુ માર્યો

ધર્યું ચોથું નરહરી રૂપ પ્રહલાદને તાર્યો—પ્રભુ૦

પ્રભુ ત્રણ ડગલે બ્રહ્માંડ માપી બળીરાય છળ્યો.

ધર્યું પાંચમું વામન રૂપ ન મહિમા જાય કળ્યો—પ્રભુ૦

પ્રભુ કાઢયાં ક્ષત્રી મૂળ લઇ ફરશી હાથે.

ધર્યું છઠ્ઠું રૂપ ભ્રુગુપતિ શ્રી જગન્નાથે—પ્રભુ૦

પ્રભુ કરી સીતાની શોધ દેશ બધો ડોળયો
ધર્યું સાતમું રામ સ્વરૂપ રાવણને રોળયો—     પ્રભુ૦
પ્રભુ મથુરાં મહીં કંસકાળો કેર કરે
ધર્યું આઠમું કૃષ્ણ સ્વરૂપ દેવકીનંદ હરે     પ્રભુ૦

સર્વ     ૪૭

સાર લેજો સંસારી સૌ સારનો આ સાર
જ્ઞાન વિના ગોવિંદ મળે ના તજતાં ઘરસંસાર.
તેલ રહ્યું તલને વિષે જયમ ચકમક અગ્નિ પ્રકાશ;
આત્મ એમ વસે અંતરમાં ફૂલમાંહી જયમ વાસ.

ૐ     શાંતિ     શાંતિ     શાંતિ

સમાપ્ત.

# જાહેર ખબર.

---

અમારી કંપનીના નીચલાં નાટકોનાં ગાયનોની ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી નીચલી કીંમતે રોકડેથી મંગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ. | | | | કિંમત. |
|---|---|---|---|---|
| માલતી-માધવ | ... | ... | ... | ૦-૨-૦ |
| માયા મોહિની | ... | ... | ... | ૦-૨-૦ |
| સાગર-સરિતા | ... | ... | ... | ૦-૨-૦ |
| પિતૃભક્ત પ્રભાકર | ... | ... | ... | ૦-૨-૦ |
| અનંગ પદ્મા | ... | ... | ... | ૦-૨-૦ |
| સુદ્રા પ્રતાપ | ... | ... | ... | ૦-૨-૦ |
| રાજ્ય ભક્તિ | ... | ... | ... | ૦-૨-૦ |
| સ્નેહ-સુધા | ... | ... | ... | ૦-૨-૦ |
| અમર કુમાર | ... | ... | ... | ૦-૨-૦ |
| બુદ્ધિપ્રાબલ્ય | ... | ... | ... | ૦-૨-૦ |